॥ શ્રી સહજાનંદાય નમઃ ॥

# ધર્મ ધુરંધર આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજના વિરહનું વર્ણન.

વ્યાસ ગોવરધનભાઈની પ્રેરણાથી રચનાર
કવી. શિવાનંદજી રામકૃષ્ણ ભાઈ.

દોહરો.

શ્રી સતસંગી સમાજના, પુરણ જીવન પ્રાણ;
સિંધુ વિહારીલાલજી, ભલા ધર્મકુળ ભાણ.

અમદાવાદ.

ધરમ ધુરંધર આચાર્ય મહારાજ શ્રી પુરૂષોત્તમ પ્રસાદજી
મહારાજ કેસવપ્રસાદજી મહારાજના આશ્રયથી પ્રગટ થ-
એલી શ્રી ઉદ્ધવમત ગાયન મંડળી તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પધરબંધ જેઠાલાલ નારાયણદાસ.

અમદાવાદ મધ્યે,
ફતાશાની વાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે
પોતાના શ્રી ચંદ્રપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.
સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીંમત. ૦—૦—૬

॥ શ્રી સ્વામિનારાયણાય નમઃ ॥

છપ્પયછંદ.

ભક્તિ ધર્મના પુત્ર, પ્રગટ શ્રી હરિ પ્રતાપિ.
તેણે શ્રી રઘુવીરજીને, નિજગાદી આપી.
શ્રી ભગવતપ્રસાદ, તેહપદ પાંમ્યા પ્રીતે
પછી વિહારીલાલ, લીધાદત્તક શુભરીતે
ઉત્તમપદશ્રીઆચાર્યનું, પામી અમર કરી કીરતી
તે વિશ્વવિહારી વિના હવે, મુઝાય હરીજનની મતી ॥ ૧ ॥

દોહરો

શ્રી હરી સહજાનંદને, વંદુ વારંવાર
ગુરૂવર વિહારીલાલનો, વિરહ કરૂં ઉચ્ચાર. ॥ ૨ ॥

રાગ રામગ્રી.

( ભુલી ભમે છે ભામની એ રાગ )

શ્રીજી તમે આ શું કર્યું, થાય ઊરમાં વિચાર;
વિશ્વ વિહારી વિના હવે, આંખે આંસુની ધાર. શ્રીજી૦ ૧
જુલમ થયો જગતિ વિષે, કાંતો કોપીયો કાળ;
અઘટીત કરીને આ સમે, ઝાઝી પ્રગટાયી ઝાળ. શ્રીજી૦ ૨
·ીજી અતિશે સમર્થ છો, દયા કેમ તજી દૂર;
૪ ગુરૂપાસે તેડાવીને, અકળાવ્યું આ ઉર. શ્રીજી૦ ૩
વર વિશ્વ વિહારીજી, મહા ગુણના નિધાન.
સંભારતાં બળે કાળજુ, ભુલુ તન કેરૂ ભાન; શ્રીજી૦ ૪
સંવત ઓગણી નવતણી, શુભસાલ રસાળ;
જન્મ લીધો આ જગતમાં, ગુરૂ વિહારીલાલ. શ્રીજી૦ ૫

બાળપણાથી બુદ્ધિ ઘણી, ચીત્ત જેનુ ચતુર;
જોનાર જનતણા મંનને, કરે અધીક આતુર. શ્રીજી૦ ૬
વિદ્યા અધીક વદને વસી, દયાવસી દીલમાંય;
શાસ્ત્ર ગુરૂથી શીખ્યાં ઘણાં, ખામી રાખી ન કાંય. શ્રીજી૦ ૭
શ્રી ભગવત પ્રસાદને, વાહાલા લાગ્યા એ બાળ;
પાસે રાખી પોતે પ્રેમથી, વિદ્યા શીખવી વિશાળ. શ્રીજી૦ ૮
પાંત્રીસની પછી સાલમાં, આપી ગાદી અનુપ;
તેજ વધ્યુ અતી તન વિષે, શોભે સુર્ય સ્વરૂપ. શ્રીજી. ૯
સ્વામી ગુણાતીતાનંદજી, શુકાનંદ સુખધામ;
સેવી મોટા મોટા સદગુરૂ, થયા પુરણ કામ. શ્રીજી. ૧૦
કવિ કુળ પંડીતના હતા, કલ્પ વ્રક્ષ અમુલ્ય;
વિદ્યા વિનોદ ગમે સદા, અન્ય નહી એહ તુલ્ય. શ્રીજી.૧૧
આચાર્ય પદવીને છાજતા, ઉત્તમ ગુણના ભંડાર;
સાંભરે જ્યારે ગુરૂ મને, વહે આંસુની ધાર. શ્રીજી. ૧૨
નમ્રપણું નીતિપણું, જ્ઞાની ધ્યાની સુશીલ;
સંતમાં પ્યાર અપારને, દયાળુ જેનું દીલ. શ્રીજી. ૧૩
ધરમી કે પરધરમી મળે, સદા કરતા સન્માન;
દેશ હિતારથ કામમાં, તાજુ જેહને તાન. શ્રીજી. ૧૪
રાત્રી દીવસ કથા વારતા, કરી નીરગમ કાળ;
ગુણ સંભારી સહુ રડે, હરીજનને વૃદ્ધ બાળ. શ્રીજી. ૧
પ્રતીમાઓ સ્થાપી પ્રેમથી, કીધા યજ્ઞ અનેક;
ઘૃત પરનાળે હોમીયાં, વડા ધર્મ વિવેક. શ્રીજી. ૧૬
ગોમતી ઘાટ બંધાવીયો, ખરચી દ્રવ્ય વિશેષ;
શુભ કામ કરવા તનમાં, હામ જેને હમેશ. શ્રીજી. ૧૭

ગીરવાણ ગુરજરી વાણીમાં, ઘણા રચાવ્યા ગ્રંથ;
પૃથ્વીમાં પુષ્ટ ઘણો કર્યો, નિજ ઉધ્ધવ પંથ. શ્રીજી. ૧૮
શ્રીજી પ્રસાદી વસ્તુને, જાણે જીવન સમાન;
દરસન કરવા દાસને, મહિમા વદતા મહાન. શ્રીજી; ૧૯
સત્ય કીરતીનાં કીરણ ઝવે, જેનાં પ્રસર્યાં પ્રચંડ;
અમર કરી યશ સ્થાપીઓ, અવનીમાં અખંડ. શ્રીજી.૨૦
સંવત ઓગણીસેં અને, પંચાવન તણી સાલ;
ભાદરવા શુદી અષ્ટમી, થઈ અતી વિકરાળ. શ્રીજી. ૨૧
વય સત્તાવીસ વરસનું, થયા જગથીં ઉદાસ;
તનને ત્યાગી દીવ્ય રૂપથી, ગયા શ્રીજીની પાસ. શ્રીજી.૨૨
શ્રી વડતાળ પુરી વિષે, રૂવે હરીજન સંત;
જ્યાંત્યાં ખબર મળી જેહને, દુઃખ પામ્યાં અત્યંત. શ્રીજી.૨૩
સોરઠ *કંકને કચ્છના, ગુજરાતના જન;
શોક વ્યાપ્યો સર્વ સ્થલે, કરે અશોક રૂદંન શ્રીજી૦ ૨૪
વિરહ વિહારી વિયોગથી, ધ્રુજે સહુના શરીર;
શીવાનંદ હજુરનો, ધરે કેમ કરી ધીર. શ્રીજી૦ ૨૫

## ધરમકુળનો વિયોગ.

( રહી એકલી મેરી જાંન કંથ વિના એ રાગ )
ખી દીવસને રાત વિહારી વિના, દુઃખી દીવસને રાત;
કહું વિજોગની વાત, વિહારી વિના. ટેક.
શ્રી હરી તમને શું ગમ્યું રે, બહુ નામી બળવંત;
વિજોગ વન્હી વધારીને, આપ્યું આ સમે કષ્ટ અનંત. વિહારી૦

* કાઠિયાવાડ

કયાં કહીએ આ કષ્ટનેરે, હૃદય ફાટી જાય;
શ્રવણે પણ સુંણી નવ શકું, તે દ્રગે કેમ દેખ્યું જાય. વિહારી૦ ૨
સુનાં મંદીર માળીયાંરે, સુનો ગોમતી ઘાટ;
સુનાં રહ્યાં અમે ઝુરીયે, સુનાં શેરી બજારને હાટ. વિહારી૦ ૩
અમને નીરાધાર નાંખીનેરે, આપ ગયા પરલોક;
સ્વપનામાં પણ સાંભરે, કેમ કરી સુકાય આ શોક. વિહારી૦ ૪
અબળાએ અન્ન પાંણી તજ્યાંરે, નર રહ્યા નિરાહાર;
પોકારે ગુરૂને પ્રેમથી, આંખે આંસુ વહે ચોધાર. વિહારી૦ ૫
સુંદરીઓના વિલાપથીરે, પથ્થર ફાટી જાય;
કેનુ કઠણ હોય કાળજુ, જે એ દુઃખ દેખી ખમાય. વિહારી૦ ૬
પશું પંખી ઝુર્યા કરેરે, ઝાડ ઝુરે ચહુ પાસ;
ત્રાસ વિહારી વિયોગનો તેથી, ઘોડાં ચરે નહીં ઘાસ. વિહારી ૭
જેઠ, અશાડ, શ્રાવણ અનેરે, ભાદરવો ભયંકાર;
આવ્યું ચોમાસું આંખ્યમાં, ચાલે આંસુ ચોધાર. વિહારી૦ ૮
ગાય તીરથ ગંગા તણુંરે, મહાત્મ ગયું કહે લોક;
પાછું તેને શું લાવવાને, આપ ગયા પરલોક. વિહારી૦ ૯
આગળથી ગયા સંચરીરે, અરજ કરજો આમ;
શીવાનંદને સમીપમાં, તમે તેડાવી લ્યો ઘનશ્યામ. વિહારી ૧૦

આચાર્ય પુરૂષોત્તમ પ્રસાદજી વચન.

## સવૈયાછંદ.

ભ્રાતતજી પરલોક ગયા લવલેશ દયા નહી ઉર ખરેરે,
ધારણના કરનાર ધૃતીઅહો આપ વિયોગની કેમ ધરેરે
ભ્રાત વિયોગ કટાર ભયંકર અંતર આરપાર કરેરે
અશ્રુતણી મુજ આંખ્યથી ધાર અપાર અરે ખરેરાટ ખરેરે;

## સમસ્ત સતસંગીનો વિલાપ.

( ઉદ્ધવજી સંદેશો કહે જો શ્યામને એ રાગ )

વિશ્વ વિહારીલાલ વિના દુઃખીયા સહુ,
સંત મહાંતને અંતર શોક અપારજો;
ધીરજ નિજ અંતરમાં શી રીતે ધરે,
ગુરૂમાં જેને પ્રાણથી અધીકો પ્યારજો. ટેક
સુખ લીધા જેણે અગણિત સાથે રહી,
જેણે સુણી વદન કમળથી વાતજો;
તે જનને રજની દીન ચેન પડે નહી,
શોકતણો સાગર ઉભરાય અધાતજો. વિશ્વ૦ ૧
જુનાગઢના સ્વામી જોગેસરદાસજી,
ગઢપત્તનના રામચરણજીદાસજો;
નિષ્કામાનંદ વરણી શ્રી વડતાલના,
વરણી હરીકૃષ્ણાનંદ અધીક ઉદાસજો. વિશ્વ. ૨
પરમપ્રવીણ કોઠારી ભગવદા ભલા,
શ્રી ગોવરધનભાઇ ઘણા ગુણવંતજો;
વિરહવડે વ્યાકુળ રજની દીવસ રહે,
રચરદાઝે અંતર જેનુ અત્યંતજો. વિશ્વ૦ ૩
માઇ વાશી શેઠ કરમશી દામજી,
જ સુરતવાશી મંછારામજો;
વસો નિવાસી વાઘજીભાઈ અમીન જે,
દવે ચતુરભુજ આદી ભક્ત તમામજો. વિશ્વ૦ ૪
સઉને પ્રીતિ આચારજમાં અતીઘણી,

તેથી તલફે અંતર અપર પારજો;
શ્રીજી આવેળા એ તમને શું ગમ્યું;
દાખે એવા દીલગીરયા ઉદગારજો. વિશ્વ૦ ૫
ગુણ સંભારી રડતા છેક રહે નહીં,
ગાયવિના જેમ વચ્છ ઝુરે કરી શોરજો;
પ્રાણ અતિ પ્રેમે પરવશ જેના થયા,
ચંદ્ર વિનાના ઝુરે જેમ ચકોરજો. વિશ્વ૦ ૬
મંદિર બાગ હવેલીને વળી બંગલા,
ખરી રીતે તે જોતાં ખાવા ધાયજો;
થોડા વયમાં અરે દૈવ આશું થયું,
સહુનાં અંતર જોઇ એવું અકળાયજો. વિશ્વ૦ ૭
તારથકી સમાચાર જે જે સ્થળે સાંભળ્યા,
તરત પડી ત્યાં પેટડીઆમાં ફાળજો;
ઉરમી સહુને દુખના ઉરમાં ઉછળ્યા,
આવ્યા શ્રી વડતાલ વિષે તતકાળજો. વિશ્વ૦ ૮
અધીક અચેતન થયા સુનું જોઇ સ્થાનને,
પ્રાણ જવાથી દેહ અચેતન થાયજો;
ગદગદ કંઠે ગીરા અધીક શું ઉચરે,
મનમાંતો મહાદુખથી અતી મુઝાયજો. વિશ્વ૦
અરજ સુણીને આવો અક્ષર ધામથી,
ધીરજ દેવા ભકતી ધરમ સુત શ્યામજો;
શીવાનંદને આનંદ દાતાછો સદા,
રટે નિરંતર રસના એ તવ નામજો. વિશ્વ૦ ૧૦

# હરીજન બાઇયોનો વિલાપ:
## રાગ વેરાડી.

( સખી કારતક માસે કંથ પીયુ ગયા પરહરી એ રાગ. )

સખી વિશ્વ વિહારીલાલ વિના ગમતું નથી,
કહો દીવસ કેમ કરી જાય, કહુ દુઃખ શું કથી. ટેક.
સખી સુનો લાગે આ સંસાર, સહુ સુખ વિસરે,
જાતાં વિશ્વવિહારીલાલ, ખરર આંસુ ખરે. ૧
સખી પ્રથ્વી ઉપર ઉત્પાત, પ્રચંડ જણાય છે;
તેનું કારણ પણ હશે એહ, એવું સમજાય છે. ૨
સખી કરમે વાળ્યો આડો આંક, વિજોગ કરાવીયો;
છેલ્લાં દરસન કરવાનો દીન, ફરીને ન આવીયો. ૩
સખી સાંભળે મધુરાં વેણ, કાળજ કંપે અતી;
જો શું નેહ ભરેલા નેણ, કરીને કયાં ગતિ. ૪
સખી પ્રીતિતણું પાત્ર, વિધાતાએ ફોડીયું;
સખી કર્મ કઠણ જડ સાથ, જોરે કરી જોડીયું. ૫
સખી દરસન કરીને આ દીલ, અતી ઠરતું હતું;
હવે દીલ થયું દીન રાત, નિસાસા નાંખતું. ૬
સખી દેનારા સ્થાન, હવે દુઃખરૂપ થયાં;
પામી પરમ ગુરૂનો વિજોગ, જાય દુઃખ કેમ સહ્યાં. ૭
સખી રોઇ રોઇ રાતી આંખ, કરવી હવે નવ ઘટે;
સખી સુખ દુઃખ લખ્યું લલાટ, મટાડયું નવ મટે. ૮
સખી શ્રી હરીને ગમ્યું જેમ, રાજી રહો અંતરે;
કદી કરવી નહી કલપાંત, મુની એમ ઉચ્ચરે. ૯
સખી આ જગ સર્વ અસત્ય, ને સત્ય જણાય છે;
સખી હરખ શોક નદી પુર, પ્રાણી સૌ તણાયછે. ૧૦

સખી દુઃખ રૂપ તજીને દેહ, ગયા અક્ષર વિષે;
સખી એતો અચલ પાંમ્યા સુખ, હરિને સમીપ હશે. ૧૧
તેડયા આગલ શ્રીગુરૂરાજ, સંકેત એ શ્યામનો;
રાખ્યો પાછળ લખવા લેખ, વિહારીના નામનો. ૧૨
શીવા નંદને સંભારી ને શ્યામ, અંતે વેહેલા આવજો;
સાથે વિશ્વ વિહારી લાલ, પ્રભુ તેડી લાવજો. ૧૩

## ધર્મકુળ તિલક આચાર્યવર્ય શ્રી લક્ષ્મીપ્રસાદજી મહા-રાજને આશીર્વાદ.

### વસંતતિલકાછંદ.

આલ્હાદકારી શુભ લક્ષ્મીપ્રસાદ નામ,
પામ્યા વિહારી તણી ગાદી સુસૌખ્ય ધામ;
આયુષ્ય વૃદ્ધી સુખ સમૃદ્ધી અધીક પામો,
શ્રીજી સહાય થઇ કીર્તી અખંડ જામો. ૧
રાખો પ્રવીણ શુભ સદગુરૂનો પ્રસંગ,
પામો અભંગ નિજ અંગ વિષે ઉમંગ,
આચાર્યને ઉચીત કામ તમામ માંહી,
ઉત્સાહ પામી બનજો શુભ ધર્મ ગ્રાહી. ૨
વિવેક ટેક ઉરમાંહી વિશેષ આવો,
કામાદી શત્રુદળને દુરથી હઠાવો;
પાખંડ ખંડન કરો પ્રસરો પ્રતાપ,
પુરો મનોર્થ મનના શ્રીપતિ અમાપ. ૩

લી. સેવક મોદી મનસુખલાલ હરજીવનના
જયશ્રી સ્વામી નારાયણ વાંચશો.

સમાપ્ત.

# જાહેર ખબર.

આ પુસ્તક તથા શ્રી ઉદ્ધવ સંપ્રદાયના ગાયનો એ બને પુસ્તકો નીચેના શીરનામેથી મળશે.

**અમદાવાદ**—પખડચંદ છોટાલાલ નારાયણદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે.

**પાલણપુર**—મેહેતા હરીલાલ હીરાભાઈ આ. મા. હાઈસ્કુલ.

---

શ્રી ઉદ્ધવ સંપ્રદાયના સર્વે હરી ભક્તોને વિદિત કરવામાં આવેછે જે
અમે (અમદાવાદમાં) આપણા મંદીરની સામે મંદીરનાજ મકાનમાં આચા-
ર્ય શ્રી પુરૂષોત્તમ પ્રસાદજી મહારાજના આશ્રયથી એક દેશી ઔષધાલય
સ્થાપન થયેલછે તેમાં તમામ જાતની તદન વનસ્પતિની શુદ્ધ અસરકારક
દવાઓ તથા મહામાત્રાઓ યોગ્ય કીંમતે મળેછે ઔષધો શુદ્ધ હોવાથી અ-
ના શાધુ, બ્રહ્મચારી તથા હરીભક્તો વગેરે સારો લાભ લેછે વળી આ
ઔષધાલયમાં સરવે રોગોપર લાગુપડતી દવાઓની પેટીઓ પાંચ પાંચ
એ મળેછે આ સંબંધી વિશેષ હકીકત અડધા આનાની ટીકીટ મો
કલે અમારા તરફથી '**ઔષધ ગુણ દર્પણ**' એ નામની ચોપડી
રાથી માલમ પડશે.

**લી.**

**વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર**